

# મેઘસન્દેશ

( મ૦ ગાંધીજીને મેઘદ્વારા સન્દેશ )

કર્તા

વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા

# મેઘસન્દેશ

## ( ગાંધીજીને મેઘદ્વારા સન્દેશો )

કર્તા—
વલ્લભદાસ ભગવાનજી ગણાત્રા.

પ્રકાશિકા:
બહેન રમીબાઈ મોરારજી કામદાર
૭૭, નેપીયન્સી રોડ, મુંબઇ



આવૃત્તિ ૧ લી ] મૂલ્ય રૂ. ૦-૪-૦ [ પ્રત ૨૦૦૦

સંવત્ ૧૯૮૬ ઈ. સ. ૧૯૩૦

## પ્રકાશિકાના બે બોલ.

ભાઈ વલ્લભદાસ ગણાત્રાએ મારા હાથમાં "મેઘસન્દેશ" મૂક્યો; હું જેમ જેમ વાંચતી ગઈ તેમ તેમ મને ગમતો ગયો. એમાં એક સત્યાગ્રહી કોલેજ વિદ્યાર્થી આજના ધર્મયુદ્ધની સમીક્ષા કરતાં પોતાની હૃદય-ભાવના દર્શાવે છે. આપણું સંસ્કૃત મેઘદૂત દક્ષિણથી ઉત્તર સુધીની ભૂગોળ દર્શાવતાં આહ્લાદક કરુણ શૃંગારરસથી મનને મુગ્ધ કરે છે. પરંતુ આ મેઘસન્દેશ વીરરસના સૂર પૂરતો હૃદયમાં પૂજ્યનિષ્ઠાના ધ્વનિ જગાડે છે. ભાવના ફેર છે. પરંતુ શ્રી ગણાત્રાનો પ્રયાસ ઉત્સાહ લાયક તો છેજ. માટે મને આશા છે કે વાંચનાર ખાસ કરીને વિદ્યાર્થી સૈનિકવર્ગને આ મેઘસન્દેશ જરૂર ગમશેજ.

એક વાત કદાચ ધ્યાન આપવા જેવી લાગે અને તે એ કે મુંબઈથી પુના દક્ષિણે એટલે મેઘનો રસ્તો ન હોય; પરંતુ આ તો કવિની કલ્પના ગણીને શિક્ષિતસમાજ ક્ષમ્ય ગણશે.

આ પુસ્તકની આવકના ત્રણ ભાગ રેંટિયા અને ખાદી-પ્રચાર કામમાં અર્પણ છે. ચોથો ભાગ ભાઈ ગણાત્રાના આશ્રિત કુટુમ્બીઓ માટે રહેશે. દિનપ્રતિદિન ભાઇ ગણાત્રાની લેખકભાવનાઓમાં વૃદ્ધિ થાઓ એ જ આશિષ સાથ.

રમીબાઈ મોરારજી કામદાર.

# કર્ત્તાનું નિવેદન

મહાકવિ કાલિદાસે રચેલ મેઘદૂતમાં કુબેરના શાપથી એક વર્ષ સુધી દેશનીકાલ થયેલ કોઇ યક્ષે રામગિરિ પર્વત પરથી મેઘ મારફત અલકાપુરીમાં વસતી પોતાની પ્રિયતમાને સન્દેશો મોકલ્યાનું વર્ણન છે, તે પ્રમાણે આ મેઘસન્દેશ કાવ્યમાં મહાત્મા ગાંધીજીના વચનથી કોલેજનો ત્યાગ કરી સત્યાગ્રહની છાવણીમાં સૈનિક તરીકે દાખલ થયેલો કોઇ તરૂણ વયનો વિદ્યાર્થી ગાંધી મહાત્માને યરોડા જેલમાં મેઘદ્વારા સન્દેશો મોકલે છે તેનું વર્ણન છે.

છેવટે હાલના સ્વાતંત્ર્યસંગ્રામમાં ઉત્સાહપૂર્વક કાર્ય કરનાર વિદ્યાપરાયણા બ્હેન રમીબાઈ મોરારજી કામદારે આ કાવ્ય પ્રગટ કરી મારા ઉત્સાહને વધાર્યો છે તે માટે તેમનો આભાર માનું છું.

c/o શેઠ કાનજી ગોરધનદાસ
જરીવાળા બંગલો,
ફ્રેન્ચબ્રિજ
ચોપાટી, મુંબઇ.

કર્ત્તા.
વલ્લભદાસ ભગવાનજી
ગણાત્રા

તા૦ ૨૭-૭-૩૦.

# મેઘસન્દેશ

[ મ૦ ગાંધીજીને વાદળાં મારફત સન્દેશો ]

પૂર્વમેઘ

---

મન્દાક્રાન્તાવૃત્ત.

૧

જાગી જેનાં દિલ મહીં રૂડી રાષ્ટ્રની ભાવનાઓ,
ગાંધીજીનાં વચન સુણીને રમ્ય મુંબાપુરીમાં;
ગુલામીનાં સદન સરખી છોડી કૉલેજ કોઈ,
વસ્યો સત્યાગ્રહસમરની છાવણીમાં યુવાન.

૨

દુઃખોને એ પ્રભુ તણી સદા માનતો' તો પ્રસાદી,
મૃત્યુને એ તૃણસમ સદા લેખતો દેશ માટે;
એનાં ચિત્તે ઉછળતી હતી રાષ્ટ્રની ભાવનાઓ,
ઈચ્છા એના દીલ મહીં હતી બાપુને ભેટવાની.

૩

બાપુજી તો અતિથિ બનતાં રાજ્યના માનવંતા,
જાણ્યું તેણે સુખ નહિ મળે બાપુનું કોઈ દી જોવા;
બાપુનો એ અતિપ્રિય હતો શિષ્ય સત્યૈકનિષ્ઠ,
તેથી તેનાં દીલ મહીં થયો કોઇ આઘાત ભારી.

૪

સર્વે સત્યાગ્રહી વીરજનો જેલવાસી થવાના,
એવું જાણી નિજહૃદયનાં બાપુની પાસ કાંઇ;
સંદેશાનાં વચન જલદી મોકલી આપવાને,
ઇચ્છા રાખી શુભ દૂત તણી રાહ જોતો રહ્યો'તો.

૫

ગાળ્યા તેણે દિવસ મનમાં ધૈર્ય રાખી ઘણાયે,
દીઠો કો'દી ગગનપટમાં મેઘ આષાઢ કેરો;
દેખી તેનાં દીલ મહીં થયો હર્ષ કેરો પ્રચાર,
સંદેશાનાં વચન કથવા શીઘ્ર આવ્યો વિચાર.

૬

એ ક્યાં વાયુ સમ વિચરતો મેઘલો જીવહીન.
ક્યાં સંદેશો ચપલમતિના પ્રાણિથી મોકલાતો;
વિચારી એ નહિ મનમહીં યાચતો એ યુવાન,
પ્રેમી લોકો નહિ સમજતા જીવનિર્જીવભેદ.

૭

હાથેકાંત્યા સુતરથી દીધો મેઘને આવકાર,
એ સંદેશો યુવક વદતો બોલવા આમ લાગ્યો;
તારી સ્થિતિ ઉંચ કુળ મહીં ઇન્દ્રનો તું પ્રધાન,
તેથી તારી સમીપ કરૂં છું યાચના મેઘરાજ.

૮

સંદેશો તું મુજ લઇ જજે ગાંધીજીની સમીપ,
આજે જુદો મુજ નસીબના યોગથી હું થયો છું;
મારી તેની સમીપ વસવા વાંછનાઓ ઘણી છે,
ઇચ્છાઓની પણ સફળતા દૈવના હસ્તમાં છે.

૯

પુના જાતું અહીં થકી તને જેલ નામે યરોડા,
  જ્યાંનાં કારાગૃહ મહીં વસે વિશ્વના પૂજ્ય ગાંધી;
બંદુકાદિ ધરી કર મહીં શસ્ત્ર તેની બહાર,
  સંત્રીઓ ત્યાં નિશદિન કરે ચોકીનું કાર્ય મેઘ?

૧૦

જોશે ત્યાં તું સકલજગના સંત ગાંધી મહાત્મા,
  જેના ગુણો અવનિભરના ગાય છે માનવીઓ;
જે છે આત્મા ભરતભૂમિનો શ્રેષ્ઠ ચારિત્ર્યવાન,
  જોતાં કાળું શરીર તુજ આ અંતરે શુદ્ધ થાશે.

૧૧

ઘેરાયેલો નીરખી તુજને ભવ્ય આકાશ મધ્યે,
  ખેડુતોના સમૂહ મનમાં પામશે કાંઈ હર્ષ,
જે લોકોનું હિત કરી રહ્યો જે થકી લોક જીવે,
  તેને જોતાં નહિ ઉપજતો ચિત્તમાં હર્ષ કોને?

૧૨

ધીરી ધીરી મધુરી સુણતાં ગર્જના મોરલાઓ,
નાચી નાચી નિજમનતણી પ્રીતિ દેખાડશે જ;
લાંબા કાળે સુહૃદ મળતાં પ્રાણ જેવો વહાલો,
છે શું એવો જન જગતમાં હર્ષ જેને ન થાતો!

૧૩

રસ્તો તારો પ્રથમ સુણી લે ધ્યાનમાં રાખવાનો,
સંદેશાનાં વચન પછીથી સુણજે પ્રેમ રાખી;
થાકી જાતાં ગિરિશિખરને આશ્રયે તું રહેજે,
પાણી પીતો નદીઉદધિનું માર્ગને કાપજે તું.

૧૪

જોઈ તુંને ગગનપટમાં ઉડતો શ્યામવર્ણો,
ભોળાં કોઈ કુમળીવયનાં બાળકો ધારશે કે;
શું ઉડે આ ગિરિશિખર કે વાયુના પુત્ર તેથી,
વર્ષી શંકા નવજલકણો ટાળજે તેમની તું.

૧૫

વિદ્યુત્ કેરાં સ્ફુરણસહ રે મેઘ તુંને નિહાળી,
થાશે આવા કવિહૃદયમાં તર્કવિતર્ક નક્કી;
સીતા સાથે રઘુપતિ અહીં રામ આવ્યા હશે શું,
કે રાધાજીસહ વિલસતા દ્વારિકાના અધીશ.

૧૬

ખેતી કેરો તુજ પર રહ્યો સર્વ આધાર તેથી,
પ્રીતિભર્યાં નયનયુગલે દેખશે સર્વ લોકો;
વાટિકાઓ નજર હરતી રમ્ય ચોપાટી પાસે,
સાયંકાળે બહુજનતણી મેદની જ્યાં મળે છે.

૧૭

ધારાઓથી શીતળ કરજે ભૂમિ ને વૃક્ષઝૂંડો,
વાયુવેગે નમી નમી તને આપશે માન તેઓ;
તારા જેવા પરહિત કરે સ્વાર્થ ત્યાગી અહીં જે,
તેને આખું જગત નમતું પ્રેમથી દેવ જેમ.

૧૮

દેખી તુંને ઉદધિ જલદી વીચિહસ્તે સમીપ,
પાણી પીવા વિનતિ કરશે જાણી તુંને અતિથિ;
પ્રીતિ તેની નીરખી કરજે વિનતિનો સ્વીકાર,
નિસ્પૃહીના ચરણનિકટે વિશ્વ આખું પડે છે

૧૯

મુંબાપુરી વિવિધસ્થળમાં ઇન્દ્રના વજ્ર જેવી,
લીલા રાતા ધવલ વરણી દેખશે તું ધ્વજાઓ;
જેને પ્રીતે નિખિલ જનતા ભેદ છોડી નમે છે,
જે શાંતિ ને પ્રણયરસના પાઠને શીખવે છે.

૨૦

મુંબાપુરી રૂચિર નગરી હિન્દનું દ્વાર જાણ,
જ્યાં શોભે છે ગગન ચુમતી હર્મ્યની હાર ઝાઝી;
ગાડી ઘોડા વીજળી રથ ને મોટરોના અવાજે,
ગાજી રે'તી નિશદિન રહી ખેંચતી સર્વ ચિત્ત.

૨૧

ત્યાં છે તીર્થસ્થળ સમું રૂડું રમ્ય કોંગ્રેસધામ,
આકર્ષે જે સઘળી જનતા રોજ મુંબાપુરીની;
જ્યાં છે સત્યાગ્રહસમરના વીર યોદ્ધા અનેક,
છોડી ચિન્તા નિજ સુખતણી જેમણે દેશ માટે.

૨૨

ખાદીવસ્ત્રો શરીર ઉપરે દીપતાં એમના રે,
માતૃભૂમિ તણું હૃદયમાં હિત વિચારતા રે;
ગાંધીજીનાં વચન સઘળાં પાળવાને મથે છે,
મૃત્યુને તો તૃણસમ બધા વીર યોદ્ધા ગણે છે.

૨૩

સાર્જન્ટો કે પુલિસ જનની ગોળી કે લાઠી કેરી,
ભીતિ તેઓ નથી જ ગણતા કોઈ કાળે કદાપિ;
બીતા તેઓ પણ પ્રભુ થકી જેની આજ્ઞા થકી જે,
આવા સત્યાગ્રહસમરમાં ઇચ્છતા ભોગ દેવા.

૨૪

તે વીરાઓ સમીપ અસિ કે શસ્ત્ર એવાં ન કોઈ,
શાંતિશસ્ત્રે પણ લડી રહ્યા આત્મશક્તિ ધરીને;
હિંસાનો તો નહિ મનમહીં તેમનાં અંશ દીસે,
બ્રિટિશોનાં હૃદય થડકે તોય જાણું ન શાથી.

૨૫

દેવીઓ ત્યાં કુલીન ઘરની કેસરી વસ્ત્ર ધારી,
મુક્તિ કેરા સમરની મહીં ભોગ આપી રહી છે;
જેની સેવા તણી જગતમાં થાય ભારી પ્રશંસા,
તેને વંદી સફળ કરજે જીંદગી મેઘ તારી.

૨૬

જે જે સત્યાગ્રહસમરમાં વીર કોઈ ઘવાયા,
તેઓ માટે નજીક દીપતી રમ્ય છે હોસ્પિતાલ;
તે નિહાળી પછી વિચરજે આખી મુંબાપુરીમાં,
નિર્દોષીનાં રૂધિર થકી છે જેની ભૂમિ રંગાઈ.

## ૨૭

નાના મોટા સહુ નગરના માણસો રાષ્ટ્ર કેરા,
ગીતો ગાતાં જય જય વદે સંત ગાંધી તણી જ;
જ્યાં વિદ્વાનો બહુ વસી રહ્યા જ્યાં સભાઓ ભરાતી,
પ્રવૃત્તિનો નથી કદી થતો અંત મુંબાપુરીમાં.

## ૨૮

મુંબાપુરી નીરખી નહિં તો જીંદગી છે નકામી,
માટે તુંને પ્રથમ કીધું મેં દેખવા મેઘરાજ;
મેં કીધેલું સઘળું નીરખી વેગ વિમાન કેરો,
સ્વીકારીને ઝટપટ જવું દક્ષિણે વેગથી જ.

## ૨૯

કલ્યાણીને પથ વિચરતા માર્ગમાં ક્ષેત્ર લીલાં,
જુદાં જુદાં ઉપવન અને વૃક્ષનાં ઝૂંડ ઝાઝાં;
પાણી કેરાં વહન વહતાં ડુંગરોનાં વિશુદ્ધ,
જોતો જોતો જઈ તું પુગશે ગામ કલ્યાણી નામે.

૩૦

ઇતિહાસે પ્રથિત બહુ છે નામ કલ્યાણી કેરૂં,
રાજા નામે ભુવડ વસતો ત્યાં હતો પૂર્વકાળે;
ત્યાંથી મુંબાપુરીમહીં જતાં કામ માટે મનુષ્યો,
જાણું છું એ બહુ સમયનું છે પુરાણું શહેર.

૩૧

વિદ્યુત્તેજે રજનીસમયે માર્ગ નિહાળતો તું,
વારે વારે નયન મિચતી સુંદરીના સમૂહે;
જોવાતો જા, નહિ તું કરજે ગર્જનાના કડાકા,
અજ્ઞાની એ નહિતર થશે ગાભરી સિંહ જાણી.

૩૨

એવી રીતે પછી વરસતો વાયુથી દોરવાતો,
માથેરાનસ્થળની સમીપે આવશે મિત્ર મેઘ;
તેનો મોટો ગિરિ ઝટ તને આપશે આવકાર,
મોટાઓને મન અતિથિ તો દેવ જેવા ગણાયે

૩૩

શું આ કોઈ ગિરિશિખરને ખોદતો હાથી ઉભો,
સુક્તામાળા ધરી નિજગળે નીલ ઉભો હશે શું ?
એવી શંકા નીરખી તુજને ગિરિટોચે ઉભેલો,
થાશે નિશ્ચે જનમનતણી જ્યાંસુધી ગર્જતો ના.

૩૪

માથેરાનસ્થળ ગિરિતણાં શિખરે છે વસેલું,
શ્રીમન્તો ત્યાં અનુકૂળ ઋતુ દેખીને આવી રે'તા;
શોભીતી ત્યાં વિવિધ દીસતી હર્મ્યની હાર મેઘ,
તન્દુરસ્તી તરત મળતી એવી એની હવા છે.

૩૫

જાંબુના ત્યાં બહુ વિટપિ છે સર્વ બાજુ ઉગેલા,
જુદા જુદા કપિગણ તને દૃષ્ટિમાં આવશે જ;
ઝાડી ઝાડી ગિરિશિખર ને ખાઇ ઊંડી બહુ ત્યાં,
પક્ષીઓના કલ્લરવવડે આપશે આવકાર.

૩૬

સુણી તારી અતિશય કદી દીપડા ગર્જનાઓ,
ગુસ્સો લાવી સમર ઇચ્છતા હોય તો મેઘરાજ;
તું ધારાઓ વરસી કરજે શાંત એ જંગલીને,
મૂર્ખાઓનાં જલદી મનમાં ક્રોધ આવી વસે છે.

૩૭

ખંડાલાનો ગિરિ ગગનમાં વ્યાપતા શિખરોથી,
જાણે શોભા અમરવનની ઇચ્છતો દેખવાને;
તારા જેવા જલદ જલના ભારથી ખિન્ન થાતાં,
વિશ્રાન્તિ ત્યાં લઇ વિટપિનાં પાંદડાં ભીંજવે છે.

૩૮

થાકેલા એ રવિતુરગને આસરો આપવાને,
કે જોવાને અવનિપરનું સૃષ્ટિસૌન્દર્ય ઉભો;
પક્ષીઓ ને વિવિધ પશુના શબ્દથી ગાજતો એ,
જાણે સ્વસ્તિવચન વદતો હોય એવો જણાશે.

૩૯

ત્યાં બૌદ્ધોની બહુ સમયની કાર્લી નામે ગુફાઓ,
જેનું સર્વે અચરત થઇ દેખતા શિલ્પકામ;
ચર્ચાતા ત્યાં વિવિધ વિષયો પૂર્વના કાળમાં રે,
આજે માત્ર સ્મરણ સરખી દીસતી એ ગુફાઓ.

૪૦

ક્યાં એ પુરાતન સમયની રે મહત્તા ગુફાની,
ક્યાં આજે આ સઘળી દીસતી શૂન્યતા શોચકારી;
સ્થિતિ કોઈ તણી ન સરખી દીસતી સર્વકાળ,
ઉંચી નીચી ફરી રહી દશા ચક્રઆરા પ્રમાણે.

૪૧

ત્યાંથી જાતાં નજર પડશે ગામ લાનોલી નામે,
જ્યાં છે નીરાશય જલધિના જેવડું એક મોટું;
જાણે તુટી પ્રલયસમયે ભાગ આકાશ કેરો,
પૃથ્વી કેરા તલપર પડ્યો હોય એવું દીસે છે.

૪૨

દીસે છે શું સલિલરૂપ આ શંભુનો અટ્ટહાસ,
કે આરીસો સુરજ શશિ ને તારલાંનો હશે શું?
હિમાંશુની દ્યુતિ રસપણું પામી એમાં વસી શું,
દેખી એને કવિહૃદયમાં તર્કવિતર્ક થાતા.

૪૩

પીવા પાણી ઘન ઉતરતાં તે મહીં દેહકાંતિ,
કાળી દેખી નહિ તું ધરજે ખેદનો લેશ મિત્ર;
કાળો છે તે જન જગતમાં કામ કાળાં કરે જે,
સાચું નિશ્ચે રૂપ ગુણ મહીં સર્વ વસ્તુ તણું છે.

૪૪

કેસુડાનાં કુસુમ દીસતાં રૂપવન્તાં અતીવ,
શું શોભીતો નથીજ દીસતો સર્પ ઝેરી તથૈવ;
ગુંજાકેરાં ફળ ન દીસતાં શોભીતાં બ્હારથી રે,
રૂપાળાનાં હૃદય બહુધા રૂપથી ભિન્ન દીસે.

૪૫

ત્યાંથી જાતાં પરવતીતણું દેખશે દેવીધામ,
પેશ્વાઓની ચિરસમયની રાજધાની પુનામાં;
ત્યાંથી આવી જલદ પુગજે જેની પાસે ચરોડા,
યાત્રા માટે બહુ જન જતા દેખીને શોધી લેજે.

ઇતિ પૂર્વમેઘઃ સમાપ્તઃ ।

---

# મેઘસન્દેશ

## [ મ૦ ગાંધીજીને વાદળાં મારફત સન્દેશો ]

### ઉત્તરમેઘ

#### મન્દાક્રાન્તાવૃત્ત

૧

મુંબાપુરી સમ ન દીસતી શોભીતી ને સમૃદ્ધ,
તો યે તેની જગતભરમાં આબરૂ છે અનેરી;
તેમાં પાક્યા તિલક સરખાં ઊજળાં રત્ન ત્રાંઝાં,
આંપ્યા ભોગો અતિઉલટથી જેમણે દેશ માટે.

૨

સ્પર્ધા જેઓ શિર અરપવા દેશ માટે કરે છે,
પાછું જેઓ પગલું ન ભરે યુદ્ધભૂમિ થકી ને;
કીર્તિ જેની કવિજનવડે છે ગવાઈ સદાયે,
એવા પુના નગરની મહીં શૂરવીરો થયા છે.

૩

આજે સત્યાગ્રહસમરમાં ત્યાં તણા વીર યોદ્ધા,
  ફાળો સારો અરપી અરપી નામના મેળવે છે;
છે વીરાઓ અગણિત સદા તે પુરીમાં રહેતા,
  ગાંધીજીનાં વચન પર જે કુરબાની કરે છે.

૪

દેવીઓ ત્યાં તકલી કરમાં રાખીને નિત્ય કાંતે,
  ને શોભે છે નિજસદનમાં રેંટીયો ગાજી રે'તો;
દેવીઓનાં મુખ રટી રહ્યાં રાષ્ટ્રનાં રમ્યગીત,
  દેવીઓનાં હૃદયસદને જાગતો રાષ્ટ્રપ્રેમ.

૫

તૈયારીમાં બહુ જન દીસે લાઠીનો માર ખાવા,
  શાંતિ રાખી સહન કરવું ધર્મ પાળી રહ્યા છે,
ગાંધીજીનાં વચન ઉપરે પ્રેમ જયાંના જનોમાં,
  એવું પુના નગર નીરખી મેઘ તું ખુશ થાશે.

૬

લાઠીઓથી કદી સરઘસો પોલીસો ત્યાં વિખેરે,
તો યે શાંતિ ધરી હૃદયમાં પાળતા એ અહિંસા;
આત્મા જેવું બળ ન જગમાં દીસતું અન્ય કોઇ,
એવું માની કદી ન કરતા શાંતિનો ભંગ તેઓ.

૭

શિવાજીનું રૂધિર વહતું જ્યાં તણા માણસોમાં,
જીજીબાઈ સમ જનનીઓ જ્યાં હજીએ વસે છે;
જે વીરોની રણગરજના સાંભળી શત્રુઓનાં,
ચીરાતાં રે હૃદય જલદી તે તણી એ ભૂમિ છે.

૮

મેં કીધું તે રીતથી પછી તું જેલ નામે યરોડા,
પાસે જાજે અડચણ તને કાંઇ થાશે નહિ જ;
દેવીઓ ત્યાં જલદ કમલા ને સરોજિની છે રે,
વંદીને તું પછી ઝટ જજે ગાંધીજીની સમીપ.

૯

ગાંધીજીનું શરીર દુબળું શ્યામ છે મેઘ જેવું,
ધાટે નીચા વદન ઉપરે સ્મિત રૂડું દીસે છે;
વસ્ત્રોમાં તો નહિ કંઈ બીજું માત્ર લંગોટ વિના,
સાચા સાધુ ભરતભૂમિના માત્ર એ એકલા છે.

૧૦

પોતા માટે નથી હૃદયમાં કામના ગાંધીજીને,
તૃષ્ણાથી તો અતિ દૂર વસે વિશ્વપ્રેમી મહાત્મા;
છાતી તેની લડત લડવા ઘોર સામ્રાજ્ય સામે,
શસ્ત્રો વિના નીરખી દુનિયા સર્વ આશ્ચર્ય પામે.

૧૧

બ્રિટિશોના અધિપતિગણે જેલમાં ગાંધીજીને,
નાખ્યા તો યે થરથરી રહ્યા છે બધા ચિત્ત માંહિ;
ગાંધી કેરી નહિ કરી હતી કાયદાથી તપાસ,
ગાંધીજીને બહુસમયના કાયદે બદ્ધ કીધા.

૧૨

આત્મા તેનો અજિત તદપિ છે સદાય સ્વતંત્ર,
ગાંધીજીની પ્રસરતી બધી ભાવનાઓ પ્રજામાં;
કારાવારી ભીષણ દીસતા ગાંધીજી તો વધારે,
એના માટે જગત સઘળું રાખતું પૂજ્યભાવ.

૧૩

આજે જાગ્યા ભરતભૂમિનાં સર્વ સંતાન તેથી,
આજે શૂરા બહુ જન થયા તે તણા ઉપદેશે;
લાઠીઓ કે મશિનગનની ભીતિ આજે ટળી છે,
મૃત્યુ કેરો ભય ન દીસતો હિન્દવાસીજનોમાં.

૧૪

તૈયારીઓ બહુસમયની ટાળવાને ગુલામી,
સર્વે લોકો ઉલટથી કરે વેણ તેનાં સુણીને;
આઝાદી તો અમ જનમનો છે અધિકાર નક્કી,
એવી આજે જનહૃદયમાં ભાવનાઓ સ્ફુરી છે.

૧૫

નિરાશાનું તિમિર સઘળું નાશ પામી ગયું છે,
આશા કેરાં કિરણ સ્ફુરતાં હિન્દવાસીજનોમાં;
આઝાદી તો ઇતર જનથી ના મળે કોઈ કાળે,
આઝાદી તો તમ હૃદયમાં છે વસેલી સદા યે.

૧૬

જીતી લેવું અસત જગમાં સત્યકેરા પ્રતાપે,
જીતી લેજો પશુબળ તમે આત્મશક્તિ વડે જ;
વિશ્વપ્રેમી તરત જિતશે લાગણી ધિક્કૃતિની,
શુદ્ધપ્રેમ પ્રભુતણું તમે માનજો એક રૂપ.

૧૭

ઈતિહાસે કદી ન દીસતી આવી કોઈ લડાઈ,
હિંસા ત્યાગી વીર લડી રહ્યા શાંતિશસ્ત્રે જ જેમાં;
આવા સત્યાગ્રહસમરના ગાંધીજી છે પ્રણેતા,
તેની પાસે જલદ જઇને વન્દજો પ્રેમ રાખી.

૧૮

કાકાજીની સમીપ કદી એ શીખતા હોય તો તું,
શાંતિ રાખી તુજ હૃદયમાં ઉભજે થોડીવાર;
ધીમી ધીમી મધુરી મધુરી ગર્જના શબ્દથી તું,
ગાંધીજીને અતિવિનયથી બોલજે મેઘ આમ.

૧૯

ગાંધીજી, હું તમ પરમ જે ભક્ત મુંબાપુરીમાં,
રે' તો તેની સમીપથી અહીં આપની પાસ આવું;
તેણે કીધાં વિનતિ કરીને આપને આપવાનાં,
સન્દેશાનાં વચન કંઈ તે આપને હું કહીશ.

૨૦

હું છું તેનો દૂત ઘનરૂપે, લોક કલ્યાણ માટે,
મારૂ આખું જીવન વીતતું, ઈન્દ્રનો હું પ્રધાન;
સંતાપો ને શીતલ જલની વૃષ્ટિઓથી હરૂ છું,
ને આકાશે મુજ મરજીથી સર્વદા હું ફરૂ છું.

૨૧

એવું તારૂં વચન સુણતાં મેઘ, વિવેકપૂર્ણ,
ગાંધીજીનાં વદનકમલે સ્મિત શોભી રહેશે;
રાખી લક્ષ શ્રવણ કરશે મેઘ, સન્દેશ મારો,
મોટાઓની પરમ પ્રીતિ રે હોય છે ભક્ત માટે.

૨૨

હે આયુષ્મન્, મુજ વિનતિથી ગાંધીજીને કહેજે,
પૂછાવે છે ખબર ખુશીના આપના ભાવ રાખી;
કોઈ સત્યાગ્રહસમરની છાવણીથી યુવાન,
પ્રાણીઓની ખબર પૂછવી એવી છે લોકરીતિ.

૨૩

વિચારીને તમ વચન એ રાષ્ટ્રપ્રેમી યુવાન,
છોડી વિદ્યાલય શરીરને ખાદી વસ્ત્રે દીપાવી;
આજે સત્યાગ્રહસમરની છાવણીમાં રહ્યો છે,
ને સંદેશો અતિપ્રણયથી આપને મોકલે છે.

## ૨૪

મારી ઈચ્છા હતી હૃદયમાં આપને ભેટવાની,
તેમાં પામ્યો નહિ સફળતા તેથી હું મેઘ સાથે;
સન્દેશાનાં વચન હમણાં આપને મોકલું છું,
સન્દેશાનાં પ્રતિવચનમાં આપ આશિષ દેજો.

## ૨૫

જો કે બુદ્ધિ બળથકી તમે સર્વ જાણી શકો છો,
તો યે પ્રીતિ ધરી હૃદયમાં હું જણાવું તમોને;
નક્કી જુનું નવીન બનતું પ્રીતિનો વાસ જ્યાં છે,
પ્રીતિ વિના નવીન પણ રે બાપુ, દીસે પુરાણું.

## ૨૬

આજે બાપુ તણું શરીર જ્યાં જેલમાંહે વસે છે,
શું ત્યાં મારે ઉચિત વસવું છે કદી જેલ બ્હાર;
એવા ભાવો મુજ મનમહીં ઉપજે છે અનેક,
તેથી યત્નો નિશદિન કરૂં જેલવાસી થવાને.

૨૭

મુક્તિ કેરૂં નિખિલ જનતા યુદ્ધ જ્યારે લડે છે,
ત્યારે બીજા નહિ જ કરવા કાર્ય કેરા વિચાર;
એ વિચારી મુજ ફરજને હું બજાવી રહ્યો છું,
જે જાણીને તમ હૃદયમાં હર્ષ બાપુ થશે જ.

૨૮

ત્રિરંગી રે ધ્વજ નીરખતાં સર્વ મુંબાપુરીમાં,
ને શબ્દો હું તમ જય તણા સાંભળી સાંભળીને;
માનું આત્મા નક્કી તમ તણો ભાવનાઓ અનેરી,
દેશપ્રીતિ તણી સહુ જનોમાં જગાડી રહ્યો છે.

૨૯

બાપુ જો કે અહીં થકી ગયા જેલ નામે યરોડા,
તો યે બાપુ તણી ન જગમાં ભાવનાઓ ભુંસાતી.
આરંભેલાં રણ મહીં નથી દીસતી મંદતા રે
દૈવી શક્તિ સકલજનને પ્રેરણાઓ દીએ છે.

30

આજે માતૃભૂમિહિતતણી દાઝ છે લોક માંહિ,
લાઠી ગોળી તણી ન પરવા કોઇને છે જરાએ;
આજે બંધુભગિની પણ રે દેશના યુદ્ધમાંહિ,
ભોગો આપી નિજ જીવનને ભાગ્યશાળી બનાવે.

31

અનુષ્ટુપ છન્દ

બ્રિટિશ માલનો ભારે બહિષ્કાર થઇ રહ્યો,
પીકેટીંગ કરે હોંસે સ્વયંસેવક આપના;

32

પોલીસો સાથ સાર્જન્ટો આવીને પકડી જતા,
મારે છે લાઠીથી તેઓ કોઇને નહિ દેખતા.

33

બહેનો દારૂ ને તાડી દુકાન પાસ ઉભીને,
પીકેટીંગ તણું કામ કરે છે ભય છોડીને.

### ૩૪

**મન્દાક્રાન્તાવૃત્ત**

સર્વે જાતા હરખ ધરીને જેલમાં દેશ માટે,
ને કોઈના નહિ મુખપરે ગ્લાનિનો ભાવ દીસે;
લાઠી ગોળી થકી જ કરવા સર્વ ઉત્સાહ મંદ,
યત્નો આજે બહુ થઇ રહ્યા રાજ્યના માણસોથી.

### ૩૫

મીઠા કેરા અગર ઉપરે ધાડ પાડી અમોએ,
માથાં ફુટયાં બહુ વીર તણા લાઠીઓના પ્રહારે;
તો યે કાંઈ નથી હૃદયમાં દુખ થાતું અમોને,
માતૃભૂમિ થકી પ્રિય નહિ વસ્તુ દીસે અમોને.

### ૩૬

ઓર્ડિનન્સો બહુ નીકળતાં આજ આ હિન્દ માંહે,
જ્યાં જોશો ત્યાં નજર પડતું રાજ લાઠી તણું જ;
ધાડો ડાકુ સમ બહુ પડે નિત્ય કોંગ્રેસ માથે,
દોડાવે છે તુરગ જનના શાંત ટોળાં મહીંથી.

૩૭

અત્યાચારો બહુ બહુ થતા ન્યાયના નામથી જ,
ગુલામીમાં ભરતભૂમિને રાખવા ખર્ડ્ગધારે;
ઇચ્છે છે આ જુલમી જગમાં રાજ બ્રિટિશ કેરું,
એવાં સાચાં વચન નીકળે સર્વનાં મુખમાંથી.

૩૮

બ્હેનો માથે પણ થઈ રહ્યા લાઠી કેરા પ્રહારો,
બ્હેનો આજે બહુ હરખથી જેલવાસી બને છે;
દેવીઓ એ રણ વિચરતી મૃત્યુની બીક છોડી,
આજે પુરાતન સમયની યાદી આપી રહી છે.

૩૯

આજે જ્યાં ત્યાં તકલી ચરખાનો થયો છે પ્રચાર,
વિદેશીનું ગ્રહણ કરતું કોઈ ના નામ નક્કી;
વ્યાપારીઓ પણ ધન તણો ભોગ આપી રહ્યા છે,
એ દેખીને બ્રિટિશજનનાં ચિત્ત મુંઝાઈ જાતાં.

## ૪૦

વિદ્યાર્થીઓ પણ બની શકે તેટલો ભાગ લે છે,
રાષ્ટ્રપ્રીતિ કુમળી વયનાં બાળકોમાં સ્ફુરી છે;
આજે સત્યાગ્રહસમરનું જોસ ના મંદ થાતું,
નક્કી છે આ સમરની મહીં હાથ એ ઈશ કેરો.

## ૪૧

નેતા મારો જગતપતિ છે હું છું તેનો સિપાઈ,
તેની આજ્ઞા થકી સહી રહ્યો દુઃખ હું આજ આવાં;
નક્કી મારૂં નસીબ ઉજળું જન્મ છે ધન્ય મારો,
જે આજે હું મરણ ઇચ્છતો દેશની મુક્તિ માટે.

## ૪૨

બાપુ, આવી અમ હૃદયમાં ભાવનાઓ ભરી છે,
પ્રાણો જાતાં સુધી સહુ અમે યુદ્ધમાં સ્થિર રે'શું;
છે ના કોઈ દમનનીતિ કે કાયદો કોઈ એવો,
મુક્તિમાર્ગે પ્રગતિ કરતા રોકવાને સમર્થ.

૪૩

મૃત્યુકેરો ઉદધિ મથવા છે અમારી સ્પૃહાઓ,
બાપુ, સાથી વિજનપથમાં રેંટીયો એક રૂડો;
ને તેની છે ભગિની તકલી દેતી આશ્વાસનોને,
પાછી પાની કરવી રણથી કાયરોનું જ કામ.

૪૪

જવા ઇચ્છા નથી અમતણી ગોળમેજીસભામાં,
શ્રદ્ધા કેરો નહિ પણ દીસે લેશ એ નાટકોમાં;
બાપુના રે હુકમ પર છે જીંદગી કુરબાન,
બાપુ કે તે સઘળું કરવા સૈનિકોનો વિચાર.

૪૫

સંદેશાનાં વચન કહીને બાપુને આમ મારાં,
વન્દી તેનાં ચરણયુગમાં મેઘ જાજે પછી તું;
જે દેશોમાં વિચરવું તને રૂચતું હોય તેમાં,
તારી કીર્તિ તણી જગતમાં વૃદ્ધિ નિશ્ચે થવાની.

ઇતિ ઉત્તરમેઘઃ સમાપ્તઃ